1891 / 25 ગ્રા 125

# દાદી દોહરા સંગ્રહ.

"આનંદી"નાં ગ્રાહકોને ૧૯૯૦ ના નવાં વર્ષની બીજી ભેટ.

("આનંદી"ના માલીકના ફરમાશથી)

૪૬૭૭

રચનાર,

દા. એ. તારાપોરવાળા.

"માસિકમજાહ"ના અધિપતિ; "પતિવ્રતા બાયડી" "મોટે ઘેરનાં મેહેરબાઇ" "કીર્તિસંચહ" તથા "શરાબ તારૂં ખાનું ખરાબ!" ઇત્યાદિ—ઇત્યાદિના કર્તા.

છપાવી પ્રગટ કરનાર,

જેહાંગીર કુંવરજી પ્રધાનના-તારાપોરવાળા.

( દોહરો. )

કવિતા તું "દિલજાન"માં મન-રસદિયે મધૂર;
દુ:ખ ભૂલાવે દોહરા, ચિતંગાં ચેત ચતૂર.

અમદાવાદ મધે,

"આર્યોદય" પ્રીંટીંગ પ્રેસમાં છાપ્યો છે.

સને—૧૮૯૦.

# ખુલાશો.

ભાઇ જેહાંગીરની ખાશ ફરમાશથી મારી અદના મન—શક્તિનું કેટલુંક નબળું પરિણામ **“આનંદી”**ના ગ્રાહકોની શેવામાં જાહેરમાં મેલતાં આ ટાણે મારી ખાશ ખુશાલી નોંધુંછું. સાહિત્યને લગતાં દરેક સુધરતાં સાધણોને છેલ્લાં આઠ વર્ષોથી મારાથી બનતી નિર્જીવ મદદ જે નિયમમાં હું આપતો આવ્યો છું, તેજ ધોરણ ધ્યાનમાં રાખી—**ભાઇ જેહાંગીરની ફત્તેહ ઇચ્છતાં**—તેમાં આ સહેજ શેવાથી વધારો કરૂંછું. મારી પાસે મારા પોતાના રચેલા ૩૦૦૦) ત્રણ હજાર દોહરાઓનો સંગ્રહ આજે તૈયાર છે, પણ તે-માંથી ન ચૂંટતાં, આ કામ માટે, છૂટક છાપાઓમાં પ્રગટ થયેલા મારા કેટલાક દોહરાઓ શિવાય બાકીના કેવળ નવા રચી આપ્યા છે. છેવટે **“આનંદી”**ના ગ્રાહકો, **ભાઇ જેહાંગીરની** ઘટીત કદર બુજવાને પછાત નહિં પડશે એવી આશા રાખતાં મારો આ ટૂંક ખુલાશો સમાપ્ત કરી વ્હાલા વાંચકથી રજા ચાહુંછું.

૬૭૩૮

દા. એ. તારાપોરવાળા.

# દાદી દોહરા સંગ્રહ.

---o---

## ( હિંદી દૂહા. )

{ રસ 'દાદી' ભેગા કરો, હોય સ્વતંત્ર છૂટ; }
{ હસ ભોગી "દિલજાન"તૂં, રસકી લૂંટાલૂંટ. }

---o---

કદી નાંખશો લીંબમાં, સો મણ શાકર રોજ;
ગળે ન મીઠાં લીંબડાં, કડવો તે કડવોજ. 1

કદી ન ચુકશે કોઈ પણ, જ્યાં છે જેનો હક્ક;
'દળો દળેલા લોટને, તેમાં શું સાર્થક?' * ૨

કાલ થશે શું તે કદી, કળી શકે નહિ કોય;
'કામ કાલનું આજ કર', હરકત કાલે હોય. ૩

'કોરટ—સોરટ ને વળી, ઓરત' એ ત્રણ જાણ;
કરે ભિખારી રાયને, ધરતાં એનું ધ્યાન. ૪

ખરૂં સૂખ જે જન તણી, દેહ નિરોગી હોય;
કોડપતી શા કામનો? જે દેહનું દુઃખ જોય. ૫

ગણી—ગણી ગણનાં કરે, રહે જ્યાંયનો ત્યાંય;
'મરે—મરે ને ખાટલે', તે સગ એ કે'વાય! ૬

ગર્જ વિનાની અર્જ શી? ગર્જ વિના શું કામ?
ગર્જ વિનાની જગ નહિં, ગર્જનું જાણ તમામ. ૭

ગરમ ઉકળતું જળ હશે, લેતાં જિવ અકળાય;
ગરમ-નરમ સુ ભેળતાં, લાભેણું લેવાય. ૮

ગર્વ ન ધરશો ગોરિયા, ગયો ન કો'નો થાય;
'ગર્જ પડે પથ્થર તણી, ડુંગરે લેવા જાય'. ૯

પ્રગટ ભાવથી પૂછિએ, પે'લાં કરી પતીત;

---

* જે જે દોહરામાં ' ' એવા નિશાનીઓ મૂકી છે, તે જાણીતી કેહવતો સમજવી દોહરામાં દ્રષ્ટાંન્ત આપ્યાથી તેની ખૂબી, ઝલક અને અલંકારમાં બહુ રસ પેદા થાય છે, એમાં કેહવતો સમાવ્યાથી તેની ભભૂક કાંઈ ઓરજ રીતની વધી જાય છે. વિશેષ ભાગ માહરા દોહરાઓનો એવોજ જોવામાં આવશે.

કર્તા.

તું, કિયાં ગામની રીત?' ૧૦
સદા, રાખી જગની લાજ;
. જાણવું', છેવટ થોડાં કાજ'. ૧૧
દુખીયો તે ખરો. સુખી જગતની માંય;
.–દોલત શા કામની, પંડે જો પીડાય? ૧૨
ઘટાડિયે જેવું ઘટે, તેમાં શોભા—સાર;
'ચાલે જ્યાં વે'વાર ત્યાં, શો કરવો તે'વાર?' ૧૩
આપ સમાણું આંગણું, બળ સમ હોય શરીર;
'બરકત દા'નત સમ ગળે,' તાણુ સમાનો તીર. ૧૪
ઘટે ઘટિત ત્યાં તે કરો, અવળો કરો ન અર્થ;
'ભુત ગામાનાં ભાઈને, ગળ્યા શુખડિયા વ્યર્થ.' ૧૫
ચૂક થઈકે ચેતવું, નકી અપૂર્ણ ઉપાય;
ભૂલ્યો ત્યાંથી ગણુ ફરી', વળતી ભુલ દેખાય. ૧૬
છોટાંનાં છૈયાં તણે, મોટી કેવી આસ?
'હલ્કું હલ્કાંને મળે', જુઓ દાખલો ઘાસ. ૧૭
અકબર બિરબળને કહે, 'રોશન કો'નાં નેણ?'
'નારી જેની નીર્મળી,' વળતું બિરબળ કે'ણ. ૧૮
ગનની ફોકટ ઓષ છે, કાંઇ નહિં ત્યાં થાય;
'ગાળ દિયે જન તે થકી, ગળે ન દળ બંધાય.' ૧૯
એક લાકડીને થકી, થાય ન વિધ વિધ ભીત;
'સદાય જુદી જાણજો, ગામ—ગામની રીત.' ૨૦
આગત નહિં અત્રાફની, ચિંતા કરે ન કો'ય;
'મળે ચોથિયું તો વળી, આખાંને કો' રોય ? ૨૧
ખૂટે જ્યારે ફેલ સૌ, ફુટી કર્મને રોય;
'દરાખ ખાટી' થાય છે, ઉપાય નવ જ્યાં હોય. ૨૨
ભૂખ્યાં સૌ જન જશ તણાં, જશને માને સર્વ;
જશ એવો છે જગતમાં, સૌને એનો ગર્વ. ૨૩
લાયક લાગજ હોયતો, પડે ન ચિંતા હાણુ;
'શત્રુ પણુ દાનાં ભલો, દોસ્ત બુરો નાદાન'. ૨૪
સમો બદલતાં શત્રૂ પણુ, બદલી ચાલે કો'ય;
જાતે દા'ડે કેશ પણુ, કાળે ધોળા હોય. ૨૫
લાયક થઇ નવ દીપશે, હોયજ ઓછું ટીંબ;
'જાત વિના નવ ભાત, ને. કામ ઉપર નહિ ડીંબ.' ૨૬
જાડા—જાડા શું કરો, જબરા જાડા હોય;

'પુરૂષ સુ—લક્ષણ પાતળો', પાતળથી નવ કોય. ૨૭
પત્ય નહિં જ્યાં પુર્ષનું, સ્ત્રી કેરી નવ લાજ;
તેવે ઠામે બેસતાં, ચુપ ભલો મા'રાજ. ૨૮
હાથ ખરા પણ સાથ વિન, નાથ તણે દે ગાથ;
કાય ઝોળિઓ હાથમાં, મદન—રદન સર સાથ. ૨૯
પત્ય સત્યની જોડનું, બંન્ને સાથ ગણાય;
'હેમ હિરામાં જે ગળી, જેમ એક દેખાય. ૩૦
'જાણીને હેડે પડે, તે સમ મૂર્ખ ન કો'ય';
'જર, જોરૂ, ને જમીન નિત, સૌને ભારી હોય'. ૩૧
સ્ત્રી સુધરે તો સૌ બને, સ્ત્રીથી સુન સંસાર;
જે દેશે સ્ત્રી હોશગાં, તેનો બેડો પાર. ૩૨
મન રૂડું જે જન તણું, ત્યાં તન રૂડું હોય;
મન નિજ જેણે મારિયું, તે સમ ગુણી ન કો'ય. ૩૩
અકેકથી અધિકા જગે, પડ્યા શૂરવિર કો'ય;
'કાગ કલોળી જાણનો, મુજ સમ રાગ ન હોય!' ૩૪
'સૌથી હુજતી વાણિયો, મોએદો એ'ટાલ;'
નોશારીમાં જૈ જુઓ, જો જોવિ હોય ચાલ. ૩૫
ગાજર ખાય ગરીબડાં, કાળી કરડે કેળ;
શ્રીમંતોને લાડવા, પ્રસંગ એવો મેળ. ૩૬
નસીબનાં નખરાં તણે, કાગળમાં ન લખાય;
'રૂપની રડે વમાશિને, કરૂપની જગ ખાય!' ૩૭
'સૌને સૌનાં પ્રીય છે,' જુઓ જગતનો ચાલ;
'ગોરૂ પુછતાં દાખશે, શીધી નિજ તત્કાલ!' ૩૮
પાપ તણું પોષણ કદી, આ જગમાં નવ થાય;
બાપ બિચારો શું કરે, તાપજ દોજખ જાય. ૩૯
પામરં નર પરને સદા, નકર કષ્ટ કરનાર;
'બાવળિયો નિજ યાદમાં, સદાય શુળ ધરનાર'. ૪૦
પશુમાં પણ શુદ્ધ—શાન છે, નથીજ કેવળ વ્યર્થ;
તો માનવમાં કાં' નથી ? ખરો વિલક્ષણ અર્થ. ૪૧
ઘોડાનું જે કામ તે, બલથી નહિં કરાય;
'ઘાંચી જો ગાંધી બને, ગામ ઉજડ થૈ જાય!' ૪૨
સ્હેજ અંશ કંઇ જાય પણ, જાય ન અંશ તમામ;
'ઘાંચીની થી દીકરી, ભુલી બોળનું નામ!' ૪૩
અમણિત જ્યાં વેપાર ત્યાં, ભાવ તણી શી વાત; .

'જો શ્રાંચીનાં લૂગડાં, સરખાં દિન કે રાત.' ૪૪
મદદ ઘટે ત્યાં કાઢિયે, એમાં મોટો ધર્મ;
અણુઘટતાંને આપતાં, સામી ચોટે શર્મ. ૪૫
એક તણું કીધાં હશે, વળગે જાઇ અનેક;
એમાં સમજણ એટલી, ચોંપી ચાલો એક. ૪૬
સૃજિત સદે સજ્જન તણું, સદે ન ત્રાહિત નાત;
'આણ દીઠીએ દેખિયું', કરે છકાંને વાત !' ૪૭
કાળું ચાવ્યાથી કદી, ધોળું થશે ન મૂંખ;
ભલે વગોળો પાંદડાં, ભાંગે નહિ જન ભૂખ. ૪૮
નિશ્ચે જાણો તે થશે, હશે થતું નિત જેહ;
'જળમાં મારો ડાણ પણ, પડે ન છૂટાં તેહ'. ૪૯
ગળે ઘણું જ્યાં જોર ત્યાં, નહિં તે તણી વાણ,
પિત્તળ સગ સોનું ગળે, પુછે ન કોઇ પ્રમાણ. ૫૦
'સાપ સંચર્યો કાગનો', પડેજ કો'દી અર્થ;
ફૂટ્યો ડોળો પણ કદી, જાય ન મૂક્યો વ્યર્થ. ૫૧
પરમેશ્વર જો પાધરો, ભલે લવે નિચ શ્વાન;
જો તે કાંટા મેળશે, પગરે ફૂલ સમાન. ૫૨
સંપ ગમ્યો ત્યાં સૂખ છે, સંપ શ્રેષ્ટ શિરતાજ;
જેનાં ઘરમાં સંપ નવ, કરે કુસંપ ત્યાં રાજ. ૫૩
સરે ન અકળાતાં સુણો, ધાર્યું મનનું કામ;
જન્મ્યો મા'ના પેટથી, કવી ન દલપતરામ. ૫૪
'ધણી, ધતૂરો ઢોરને, ચાકર, ચોર, લુહાર;'
કેળવ્યાં કેળવાય છે, એજ જગતનો સાર. ૫૫
નબળા—નબળા નાં કરો, નબળ-સબળથી શ્રેષ્ટ;
ઝાઝી કીડી જે મળે, મરે સર્પ ત્યાં નેષ્ટ. ૫૬
બીજાના આશ્રય વિનાં, ચાલે નહિ સંસાર;
'સોની પ્હોંચી દે ઘડી, બાઇ સજે સણગાર !' ૫૭
સત્ય છપે નવ કો'કથી, અસત્ય તૂર્ત કળાય;
તેલ અને જળ ભેળતાં, તેલ ઉપર દેખાય. ૫૮
'સારાંની સો'બત કરો, તો સારાં ફળ થાય;'
'વહે ગંગમાં ખાળિયો, 'ગંગા-જળ' કે'વાય' ! ૫૯
સંસારી સુખ—દૂખનાં, સૃજ્યાં વળાં ચોફેર;
'એક વળાંને શાંધશો, બીજાં તુટશે તેર !' ૬૦
'મોટા હદ છોડે નહિં, હલકા છોડી જાય;'

'બાળ દિયે ભસ તાપથી, સૂર્ય દમ નિત થાય.' ૬૧
કામ નહિ જે લાકડે, કરો ન તેને ઘાહ;
'જે ગામે જાવું નહિ, તેનિ ન પુછિયે રાહ.' ૬૨
મોર વિનાંની મોરલી, કરે હૃદયથી સ્હોર;
તેવાં જાણો જગતમાં, 'ધણી વિનાનાં ઢોર.' ૬૩
'દિવેલનાં વેપારમાં, દીવાળુ નહિ હોય.'
પ્રતાપ એવો તે તણો, નિત પ્રકાશજ જોય! ૬૪
ગર્જ નહિં જ્યાં જે તણી, પૂછે નહિ કો' ભાવ;
'થોડાં પાણી ટાળવા, નહિ જન બેશે નાવ.' ૬૫
'કર્મ પુરુષનું પાંદડે,' પટ દઈ ઉડી જાય;
ઝટ દઈને તે રંકનો, ચટ દઇ રાજા થાય. ૬૬
સીધાંનું ઉલટું કરે, પડે માંગવી ભીખ;
'ડાહી જાય ન સાસરે, વેડાંને દે શીખ!' ૬૭
જેનાં—તેનાં કર્મમાં, પ્રવિણ તે કે'વાય;
'દરજીને દો કાંચળી, કાંખો નહિ વિસરાય!' ૬૮
નરસાનાં પણ કાર્યમાં, દિશે એકાદું સર્સ;
'કા-કા'થી નિત ચેતવે, જોકે કાગો નર્સ. ૬૯
ભીખારીને ભૂખ શી? નકફટને શું નાક;
બન્ને જાણે એમ કે, નહિં હમારો વાંક! ૭૦
બાંખલિને છોડી ગયો, કીકલિ પર લોભાઇ;
કીકલિ એવીને મળી, બીખલી ગઇ વિસરાઇ! ૭૧
મનની ફોકટ વાસના, ફોકટ મનનું માન;
'મન મળે તો માળવે, જાવાને શી જાન? ૭૨
મદદ બે તણી જ્યાં ઘટે, સરે ન એકે કામ;
મોઢું ને જીભ જો મળે, તોજ ઉચ્ચારે રામ!' ૭૩
મગરુરીને પગ નથી, તેથી લુલી તેહ;
તેજ ખરો જન જાણવો, ગર્વ ધરે નહિ જેહ. ૭૪
મન જાણે છે જે ચંકો, તેથી ખાંડ ન ખાય;
'ભુતનું ઘર પિંપળ મહીં,' વાટ ન તેને જાય. ૭૫
'મમ્મતનાં માઠાં ફળો,' ઉપજે અંતે હાણ;
સમજુ જન ચેતી રહે, આણુ—સમજુ દે પ્રાણ. ૭૬
મનતો એમજ જાણશે, મુજસમ હશે ન કોય;
'બે નેત્રો જગ જોય પણ, જાણ ન પીઠે હોય.' ૭૭
મમતી જન માને નહિં, ગુણી જન માને બોલ;

મમતી જન મુખ પર કળે, ગુણિ જન કરતાં તોલ. ૭૮
ઘણા તણું જ્યાં બળ મળે, એક તણું નવ થાય;
'દસે કાગડાની વચ્ચે, પોપટ એક પિખાય.' ૭૯
અસંભવિત જે વાત તે, બની શકે નવ કોય;
'ગળવાં હાતરડાં ગળ્યાં, નાખત જાણુજ હોય!' ૮૦
વિશ્વપતીનાં વ્યાસનો, શો કરવો અજગારા?
તે કરવો સરખો દિસે, આગ તણો અભ્યાશ! ૮૧
શત્રૂને શત્રૂ મળે, લાગે જુંબટ બેય;
'દારૂ મળે જો દેવ તે, ભડકું તુર્તજ લેય.' ૮૨
'મરજો સો પણ નાં ગરો, સોનો પાલણહાર,'
ગરિબ બિચારાં સો ગરે, વળી જુદો તે ધાર. ૮૩
ભોળું તે ભોળું સદા કપટી નહિં કળાય;
તળાવમાં ગંદી કરો, પણ નિત ગાળ્યું પાય. ૮૪
નિર્બળ જન નિંદા વિનાં, કહો કરે શું કામ!
નિંદાની મે'નત કરી, પામે દુઃખનું દામ! ૮૫
'હાલડિની જે લાજતે, સાડીગાં નવ હોય,'
ડાહી ડા'પણ જે કરે, પૂર્ણ વિચારી જોય. ૮૬
અકકલનો નહિ આંકડો, વિચારપર આધાર;
અંડણનું બંડણ કરે, 'લાખે સા'ડા બાર!' ૮૭
ઉજાગને અસ્રા તણો, કહો પડ્યો શો કાળ;
પણ ફૂટે તે શું તહીં, જો નવ આવડ તાળ! ૮૮
સૃષ્ટિનાં વે'વારગાં, નથા ખેળવો ખેળ;
ખોટ સદા તે ખાયછે, જ્યાં નહિ આવક મેળ. ૮૯
શોધે જે સંસારગાં, ફરિફરિ નવા વિચાર;
પેટીગાં તો નહિ ભરે, પણ નિજ ખોળે ધાર! ૯૦
મિત્ર ખરો તે જાણિયે, વિપ્ત સમે જે ધાય;
બાવળની મૈત્રિ જુઓ, કાપત શૂળે પાંય. ૯૧
અધીકારનાં હારગાં, નવ કરવો હુંકાર;
જવું ક્ષણે સૌ આં તજી, બે પળનો બાજાર. ૯૨
વેળ જોઇ જે ઝટ વદે, તેજ ખરો વિદ્વાન;
જુઓ વ્હાણનું ચાલવું, છે આધાર સુકાંન. ૯૩
માને તેનો ધર્મ છે, રાખે તેની લાજ;
સંપે તેનો જર વધે, ઉદ્યોગીની આજ. ૯૪
આશા તો છે જન્મનાં, ઘડી પળકની જાણ;

'દિવશ સોળનું ચાંદણું,' રોજ ઉગે છે ભાણ.
'આપ સમાનું બળ નહિ,' કરો ઘણેરૂં તોય;
'મેઘ સમાનું જળ નહિ,' જગમાં કે'તી હોય. ૯૬
એવડના પરિશ્રમ વિના, કદી સરે નહિ કામ;
'લશ્કર લડે લડાઇમાં, થાય વડાનું નામ'. ૯૭
કુણબી ખેડે ખેતડું, બ્રાહ્મણ માગે દાન;
'બાવળિયાનાં રાજ'માં, સર્વે એક સમાન.' ૯૮
કૂડા નરનાં નાં દિશે, સારાં-માઠાં કર્મ;
'ભલો બુરો એકજ ગણે, એ બાવળનો ધર્મ.' ૯૯
શ્વેત બદનની ચાંગડી, લાખો તેમાં ખોળ;
જુઓ રૂપૈયા એકમાં, સમાય આનાં સોળ. ૧૦૦
જન સઘળા સરખા નહિ, થોડા હિત ધરનાર;
જુઓ વરસનાં બારમાં, ચોમાસાંનાં ચાર. ૧૦૧
'તળાવ રાખે જે ધણી, તે નવ ખેંચે તાણ;'
બને કદી નવ એમ કે, જળમાં તરે ન વ્હાણ! ૧૦૨
'વશી સમૂદર માહિનાં, ગહીસુ ધરિયે વેર';
સુખમાં નહિ સૂસો કદી, પડોશિને દૈ ઝેર! ૧૦૩
પગ દેખી ડગ મેળવું, જગનો કરી વિચાર;
મૂરખના આધાર પર, જાય ડુબી સંસાર. ૧૦૪
કવડાંથી મીઠું નહિ, મીઠામાં મીઠાશ;
વાઝટ બીને વાવતાં, રાખ ન મીઠી આશ. ૧૦૫
દોલતથી મરવત વધે, વ્હાય બાપ ને ભાઇ;
દોલત વિન દુનિયાં ડુબે, રૂઠે જણીતા આઈ! ૧૦૬
સોનું રૂપિયા સોળનું, ધડમણ ડબ્બલ જાણ;
'ડોસી બાર બદામની, મુંડમણ ઢબુ સમાન!' ૧૦૭
હરિશ્ચંદ્ર અયુધ્યા પતિ, નિષધ દેશ નળરાજ;
ગયા મરી પણ તેમનાં, અચળ નામ છે આજ. ૧૦૮
મન મળે નવ સંપ વિન, સંપ વિનાં નવ પ્યાર;
સંપ વિનાં શું લક્ષ્મી ? સંપ ખરો સણુગાર. ૧૦૯
જુગતી જેવી જન તણી, તેવું ત્યાં કે'વાય;
ભાળે પ્રીતે ભૂપતી, તો જગમાં વખણાય. ૧૧૦
જેમાં સમજણ નહિ હશે, કરો ન તે ચકચાર;
'મેંશ વિના ખુટ ઠોકવો, તેમાં શો છે સાર!' ૧૧૧
'સ્હેલ ઘણી છે પ્રીત પણ, નિભાવ બહુ મુશ્કીલ;

રે સુખ રહેલથી, દુઃખ ન દેખે દીલ ! ૧૧૨
સાસુ સજા વહુ તણો, કરે કુકમ તે થાય;
રૈયત વહુ સાસૂ તણી, આડું નવ ઉચરાય ! ૧૧૩
ધન મોટું ધીરજ તણું, ધિરજે સાધે કામ;
"સીતા"ને વરતા થકી, ધિરજે ફાવ્યો "રામ". ૧૧૪
કઠિણ કામ નવ આવડે, વિના અનુભવ જાણ;
હરી થાય જો કાગડો, કોયલની લે તાણ. ૧૧૫
જુગતી જેવી જે તણી, તેવું તેનું કામ;
'પ્રમાણ જેવું કાર્યનું, દામ ન ચૂકે રામ.' ૧૧૬
'જે જન બોલે તે તણાં, બોલો વેચી જાય';
બોલ્યાનાં એ ફાયદા, લાયક લાડુ થાય ! ૧૧૭
મનને મોટું રાખિયે, નવ ધરિયે કંઈ રોષ;
કર્તાએ સૃજ્યું તહીં, કોઇ તણો શો દોષ ? ૧૧૮
'વાર્યો જે વળતો નથી, હાર્યો વળશે તેહ';
ખાય ખતા ખુબ ખાશડે, કહ્યું ન માને જેહ. ૧૧૯
ગાળ ગમારો દે ભલે, દિલે ન વળગી જાય;
'નવ બોલ્યા નવ ગુણો,' વળતી દે શું થાય ? ૧૨૦
નાથ વિનાનો બળદિયો, ધણી વિનાની નાર;
વંઠી જાતાં વાર શું ? મુર્ખા કરે વિચાર ! ૧૨૧
સ્ત્રી, દોલત, સંસારને, માલો—મિલ્કત, સૂખ;
મુવા પછી મિથ્યા જુઓ, 'દેખ્યાનું સૌ દુઃખ'. ૧૨૨
નબળી નિંદ્રા તો ટળી, રહે ન ચિત્ત ચકોર;
હતું શું'ય ને શું ગયું ? ડર કાં' કરવો ચોર. ૧૨૩
જેનું મન મુરદાળ તે, કહે ન સાચી વાત;
'વેપારે બે પારતો, ભલે વગોવે નાત ! ૧૨૪
સ્ત્રીથી સુખ—સંસારનું. સ્ત્રીથી ઘરનું સૂખ;
સુખ દુનિયાંનું સ્ત્રી થકી, સ્ત્રી વણ મોટાં દુઃખ. ૧૨૫
હદમાં રહિયે ડર થકી, મન ચાહ્યું નવ થાય;
'હાથિય પણ અંકુશ વિના, અટક્યો નહિ અટકાય.' ૧૨૬
કોઇ નમે જો વેંત તો, આપણ નમિયે હાથ;
'કપટ બુરો છે કાળજે,' રહો મળી સૌ સાથ. ૧૨૭
જેવું બીને વાવશું, તેવું નિપજે ઝાડ;
'આંબાનું ફળ રોપતાં, નીકળશે નહિ તાડ.' ૧૨૮
'ઝાઝે દુઃખે જન્મતો, દુશ્મન સમ ભયભીત;'

આવે ક્યારે કાળ કે, જીવડો થાય નચીંત'
'તેજીને તો તાંજણો,' થાશે મો'ત સમાન;
મૂરખને સો લાતથી, પણ નહિ આવે શાન. ૧૩૦
ઝાઝે નળિયે છાપરૂં, ભાર થકી લચ ખાય;
તેમજ આ સંસારમાં, પૈસાથી પણ થાય! ૧૩૧
ઘરનું ઢાંકણ છાપરૂં, યુદ્ધનું ઢાંકણ શસ્ત્ર;
પુતનું ઢાંકણ તાત છે, શરીર ઢાંકણ વસ્ત્ર. ૧૩૨
માથું પટકી જો મરો, 'થવા કાળ તે થાય';
જઈ પાતાળે છૂપશો, ત્યાંથી પણ લૈ જાય. ૧૩૩
દેવ વિનાં દર્શણ નહિં, ગર્જ વિના શી વાત?
ચૂલ વિના બળતણ નહિં, ક્રોધ વિના નવ લાત! ૧૩૪
ભવસાગરમાં બૂતડાં. કો'ને કે'વાં યાર?
પર—જનની નિંદા કરે, પીઠ ફરે પળભાર. ૧૩૫
દેહ વિનાનું દુઃખ કહો? પુત્ર વિનાં? અંધકાર;
નાર વિનાનું સૂખ કયું? સંપ વિનાં નવ પ્યાર. ૧૩૬
જળો જીંદગી જૂઠની, ધન્ય સાચની દેહ;
જીવન જગે શા કામનું, લાભે નહિ જશ જેહ? ૧૩૭
'મૂછ વિનાનો મર્દ શો?' જોબન વિન શી નાર?
'પૂછ વિનાનો બલ નહિં', એજ જગતનો સાર. ૧૩૮
સ્વલ્પગતિ વન આવડે, નહિ જાણો વેપાર;
'બગડાનો નવ ગળે ને, પૂછે ભાગાકાર.' ૧૩૯
એક તણા આધારપર, શું ચાલે સંસાર;
'ઓષડ એકનુ એ'યને. બેનું ઓષડ બાર!' ૧૪૦
ખોટ જાય મોટા તણે, દિલે ન ઉપજે દુઃખ;
'પગ બોંતેર કરોળનાં, એકે નહિ દુઃખ—સૂખ. ૧૪૧
મીડાં સો–વણ એકડે, કારજ સરે ન જ્યાંય;
'ઘાંચીનો બલ બહુ ફરી, રહે જ્યાંયનો ત્યાંય!' ૧૪૨
આગળથી વદવું ભલું, ભલે બતાવી દુઃખ;
'સો નન્નાનો એક છે,' સર્વોત્તમ એ સૂખ! ૧૪૩
હરજનથી ડરિ ચાલિયે, એજ ગૂણ ઇન્સાન;
'સ્ત્રી વિખરે સો નર તણે, જાણ કરે હેરાન!' ૧૪૪
ઇશ્ક સદા છે આંધળો, પ્રીત ન કો' સું કિઝ;
'ઇશ્ક લગા જો' મેડકિસુ, તો પદમનિ કયા ચિઝ?' ૧૪૫
ભલો બુરો પણ છોકરો, ઘડપણનો આધાર;

...ી બહુ જન જડે, પણ તે થોડી વાર. ૧૪૬
..., જે પાળે ધર્મને, નર, જે પાળે કુળ;
પુત, જે માને તાતને, એ ત્રણનું નહિ મૂળ.' ૧૪૭
બેનો જ્યાં વહિવાટ ત્યાં, જાણુ વચેછે કર્મ;
'એક તણો પૈસો અને, બીજા કેરો ધર્મ.' ૧૪૮
સમજો આ સંસાર તો, અવગૂણીનો આજ,
'દિકરા વાળી ઘરૂં દળે, દિકરી વાળી રાજ!' ૧૪૯
'એવું શું રળિયે કહો, દળિયે દીવો સોઇ?'
સ્વારથનો સંસાર છે, મમતે બેઠા જોઈ. ૧૫૦
સૌ મૂકે સંસારમાં, હરી ન મૂકે કોય;
'એખલ-દેખલકાં સુણો, અલ્લા બેલી હોય!' ૧૫૧
વળે વખાણ સંસારની, હોય ઢમણની ભીત;
'બાઠાં ખગ અડાજણે', એજ જગતની રીત. ૧૫૨
જે દરમાં જળ હોય ત્યાં, પડે ન તેની તાણ;
'કાળી* જે ઘર હોય ત્યાં, સદા દિવાળી જાણ.' ૧૫૩
ડકર કરતા નિત ચાલિયે, જે પર બુરૂં આળ;
'એક નાર બદ હોય તો, દસને કરે છિનાળ. ૧૫૪
પાન પિળાનું ફૂગળું, હસે ખરતને જોઇ;
વદયું ખરત તે બાપડું, "એજ દશા તુજ હોઇ!" ૧૫૫
કરો સદા જન કરકસર, જગમાં ઘટે ખસૂસ;
ભૂખો રહિ ધન મેળવે, તેજ ખરો કંજૂસ. ૧૫૬
આભ-ગાભનો નહિ સમો, નકી નહિ ક્ષય-કાળ;
રાજ-તાજ પણ તે સમાં, એ ત્રણનો નહિ તાળ. ૧૫૭
પાપ પ્રગમ છે ધર્મનું, બીજું પાપ અસત્ય;
નિંદા ત્રીજું પાપ છે, ચોથું સ્ત્રીની હત્ય† ૧૫૮
'સમજો હાય ગરીબની, મિથ્યા કદી ન જાય;'
માખી બુંદ-બુંદ મેળવે, મધપૂડો બંધાય. ૧૫૯
'રેતીમાં ધુળ ભેળશો, પણ તે ધુળની ધૂળ;'
પાપી મનની પ્રાર્થના; કરે ન બ્રહ્મ કબૂલ. ૧૬૦
ભૂંડા જનના સંગમાં ભૂંડા નિપજે ભર્મ;
'બાવળિયાને દેખતાં સમરે તેનું કર્મ!' ૧૬૧
કૂંદાથી ડરતા રહો, સદા વશો જઇ દૂર;
'સાપ તણે કર ઝાલતાં, ડખે જાણ જરૂર.' ૧૬૨

---

* ભેંશ. † સ્ત્રી હત્યા.

૪૬૭૭

તળ ભર પણ વિશ્વાસ શો? જે નર જગ વિફ્રેલ?
'થૂવરનાં કાંટા થકી, બિગડે સુંદર વેલ.' ૧૬૩
ઘટતું કરવું સર્વદા, વધુ ન દેવો બોજ;
'હોય કુવામાં તોય તે, વળતી ભરશે હોજ. ૧૬૪
અભીમાનનો અંત તો, એજ થાય અભિમાન;
જગશેદ ** અભિમાનથી, તજ્યાં દીન ને દાન. ૧૬૫
બીજાના ઉપકારનું સૌને સ્હેલ જણાય;
'ધોબી ઘર ખાતર પડે, ગ્રાહકોનાં પટ જાય. ૧૬૬
પોતાનું નહિ જાય ત્યાં, સગાને શું વેર ?
"ઘોલ્યા ! આવી ધાડ' તો, 'ભલે ધૂણીને ઘેર !' ૧૬૭
અનુભવપર આધાર છે, હરેક ધંધા ગાહ્ય;
જૂનો ગાંધી ને નવો, નાણાવટ વખણાય.' ૧૬૮
શોભે ત્યાં જન•સાંભળો, ઘટે ઘટિત જ્યાં ઘાટ;
'નહિ આડિયા—નહિ ઊગિયા. લો' રે બીબી ખાટ!' ૧૬૯
મોટાનાં પડખા તળે, ન્હાનો સ્હેલ છુપાય;
નર્મદનાં કંકર સઊ, શંકરમાંજ ગણાયા' ૧૭૦
ઘટીત જ્યાં નહિ હોય ત્યાં, ઉલટો દીશે અર્થ;
'રાજો નબળો હોય તો, રૈયત જાણ સમર્થ'! ૧૭૧
બળીષ્ટનું જ્યાં બળ ગચે, નિર્બળનો નહિ ન્યાય;
'નગારખાને તુંન તુંની. તણો ન નાદ કળાય.' ૧૭૨
મુખ્ય વડા અધિકારિની. પે'લાં ગર્જના હોય;
'આંખ ફુટે જે જન તણી, પાંપણને શું રોય?' ૧૭૩
કારણ વિન સંસારમાં, દિશે ન પૂરણ કોય;
'કાજી દુબળે કયું હુવે? ચિંતા સબકી હોય'! ૧૭૪
'કાકા—મામા ગર્જનાં, જાણ એમ મગશાળ;
કામે તેને લાગશે, જેનાં જણિયાં બાળ. ૧૭૫
તુજ ભાગે નવ આવશે, ભલે હજાર કમાય:
'કુંભાર સાઝે આંઢલે, કદી ન રાંધી ખાય!' ૧૭૬
જેની તેની વાતમાં, સૌનું મન ફેલાય;
'કુંવારો કોડે મરે, પરણેલો પીડાય!' ૧૭૭
તુચ્છ ન કુચ્છ મિશાદનું, એમ ન માન જરાય;
મીંડું દસ પર મેલતાં, અંકજ સોનો થાય. ૧૭૮
દીપે હદમાં જે રહે, હદથી વધુ ન જાય;

** પારસીઓનો પાદશાહ જગશેદ.

જો મીઠી થૈ શેરડી, મૂળથી નહિં ખવાય. ૧૭૯
નિજ કારજથી જે ખમે, બીજો શું ત્યાં ધાય;
'કૂતું ખાતાં મો' બળે, કો'ને કે'વા જાય?' ૧૮૦
ગણીજ નિષ્ફળતા કદી, હૃદય ન ધરિયે રોષ;
'આંખ ગિચી અંધો બને, કોઈ તણો શો દોષ? ૧૮૧
આ માટે કે'વાય છે, 'કુસંપની કરનાર;'
'ચાર મળે જો ચોટલા, ભાંગે જન ઘર બાર.' ૧૮૨
'અણુસારો ચતુરા તણે, મૂરખને શી લાજ;'
તેને મન સંસારમાં, છે મૂરખનું રાજ! ૧૮૩
'ચળકે તે ચાંદી નહિં, ખોટી ઝાંખે હોય;
'સાગાં એકાદો મળે, સાચો સતનો કોય.' ૧૮૪
જેપર જેનું દીલ તે, તેપર કરે વિચાર;
'લુહારને લોહું ગમે, બાવળમાંજ સુતાર.' ૧૮૫
થાય નહિં તુલ તોલતાં, જેની કીર્ત અપાર;
'પારખ હીરાની કરે, હીરાનો સરદાર.' ૧૮૬
નાનો સમજી નાં ધરો, નિજ ઉરમાં અભિમાન;
'નાનું મોતી તે તણી, મોટી કીંમત જાણ.' ૧૮૭
'ચલિયાં ત્યાં ચારો નહિં,' પડે તે તણી વાણ;
'હોંશ રાયને બાળની પણ તેની ત્યાં તાણ!' ૧૮૮
લાલચ બૂરી ચીજ છે, વડા પડયા બહુ વીર;
લાલચથી માર્યા ગયા, સાથ સમૂદર તીર. ૧૮૯
મંદિર ગોપીનાથને, રંજન કરવા ગઇ;
રસ્તે મળિયો કંથડો, દા'નત ખોટી થઈ! † ૧૯૦
મન કરે તે જગ કરે, મનની જેવી સેવ;
'પથ્થર છે નહિ માનતાં, માને તો મા'દેવ!' ૧૯૧
જેવું તે તેવું થશે, એજ જગતની રીત;
'મોશાળું જેવું હશે, તેવું તેનું ગીત!' ૧૯૨
'મોટાની સૂઝે ફરી, નાનો માર્યો જાય;
ટેક વેળ સગ રાખિયે, નહિ કર ખંડણ થાય. ૧૯૩
ચેવી * તણું બહુ જોર ત્યાં, શું કરશે માનાર;
'પૂર વળે નદિયે ઘણો, ડરે જવા તરનાર.' ૧૯૪

---

† બલગમ.

* આ દોહરામાં માણસના ત્રિભંગી—સ્વભાવ ઉપર ટીકા સમાયલી છે. રચનાર.

રળે કુટુંબનો દીકરો, દી' અર્ધો કરિ જોર;
'વ્યાજે નાણું જો ધરે, રળેજ આઠે પ્હોર!' ૧૯૫
'રડતીનાં આસું તમો, ગંલે નુંછો' પણ તોય;
માન વળે નહિ દુઃખનું, જેનું તે ત્યાં હોય! ૧૯૬
'રતન જતનનાં જાણવાં, જતન વિના સૌ ધૂળ;
સમજો આ સંસારમાં જતન રતનનું મૂળ. ૧૯૭
'રળે ભલે રણછોડિયો, પણ ખાંપણિયો ખાય;
ચમત્કારનો ઢંગ તો, કિંચિત એકજ થાય! ૧૯૮
રહે પ્રભુ જયમ રાખશે, કો'દી ખાનિષ્ટાન;
કો'દી જાશે કોરડો; જડે ન બચકો ધાન. ૧૯૯
રામ ગયા વનવાસને, થયું સિતાનું હર્ણું;
ખોટું રાવણ કાર્ય પણ, અંતે પૂરા કર્ણું. ૨૨૦
રોપી કડવા રૂપને, લાખ છાંટ મુખવાસ;
'કડવો તે કડવો સદા, કદી ન થાય મિઠાશ!' ૨૦૧
ગરીબને હણવાં નહિં, એનું પણ છે કામ;
પાન વધુ કદિ પેરથી, એવો પણ હી'ગામ. ૨૦૨
'લક્ષ્મી આવી સાંમતો, જુવો ન જળની વાટ;'
જીવ હલકાનો નવ રહે, ચઢે હૃદય પર કાટ. ૨૦૩
'લખ્યા લેખ મિટે નહિં,' જે સરજ્યું તે હોય;
'કર્મ તણો અટકાવતો, કરી શકે નવ કોય.' ૨૦૪
લગ્નતણાં સંગિત સુણો, શોભે લગ્ન સમેજ;
જીવ કાઢી કંઠ કાઢશો, ખડખડ લોક હશેજ. ૨૦૫
'લાખ ઉપાય ન કામનાં, કાળજ આવ્યો જ્યાંય;
કંચન વાટયું પણ કદી, કામ ન આવે ત્યાંય.' ૨૦૬
'લાખે લેખાં' હોય તો, જાતે દા'ડે પૂંજ;
'ગજવામાં કોડી નહિં, ગણે ગુંજની ગુંજ!' ૨૦૭
લાગી યાદે જે કરે, પાછળ નહિ પસ્તાય;
'અવશર ચૂકા મેહુલા,' જગની ગાળો ખાય. ૨૦૮
લાયક લાડ લડાવિયે. લાડ વિના શી નાર;
પણ હદમાં તે રાખિયે, નકર ધુળે સંસાર. ૨૦૯
લાયક લાગજ હોય તો, પડે ન ચિંતા હાણ;
સમો વિચારી સોચતાં, સંકટ સહે ન પ્રાણ. ૨૧૦
'વળે ન વાળ્યો પગ કદી, પુઠ ગમ વાળી જોય;
પેટ ભણી તુર્તજ વળે,' સબંધ જેથી હોય. ૨૧૧

વનવાસે વસવું ભલું, સગજો સુખ છે પૂર;
ચોર, ચુગલ ને ચાંચિયા, તજ્યા સંગથી દૂર. ૨૧૨
'વડ તેવા ટેટા ખિલે, બાપ સગાનો પૂત;
ળી તેવાં ફૂળ બાઝરી,' એજ રાગનું કૃત. ૨૧૩
વણિક રહે નવ વાંઝિયો, સોની તજે ન હેમ;
જેના જે ગુણુ તે ગ્રહે, અચળ નિયમ છે એમ. ૨૧૪
વખત બહુ છે વાંકડો, પૈસાદાર પુંજાય;
'ગરીબની જે નાર તે, સૌની ભાભી થાય!' ૨૧૫
વગર વિચારે થાય ત્યાં, જરૂર ભેવડ ઘાણુ;
'છીંક—છિકાગણુ પ્રથમ દુઃખ, વળી લૂગડાં હાણુ!' ૨૧૬
વણુ રસ્તે રસ્તા કરે, જશ નાં જોય ખચીત;
'ઘાસ—ફૂસની તાપણી, સમી પ્રદેશી પ્રીત.' ૨૧૭
વગર કષ્ટથી જે સદે, પહ્લે પડી ગણાય,
'પીળું તે સોનાં થકી,' જગમાં જશજ ગવાય. ૨૧૮
વા'લું સૌથી પેટ છે, પેટ વિનાં નવ કોય;
'નેમે મુંદત બ્યાજની, પેટ તણી નહિ હોય!' ૨૧૯
વાળ્યા જે વળતા નથી, હાર્યા વળશે માન;
'લાધ્યાં વ્હાણુ લધાગણું, રાખ સગજ "દિલજાન" ૨૨૦
વાય, વકિલ ને વાણિયો, વૈદઃ વેરિ એ પાંચ;
થાય નહિં-કોનાં થયા? પડો ન એને ખાંચ. ૨૨૧
'વાળંદ વાંકાં હોય તો, ઘેલી કરડી ખાય!'
'લાગ્યો તો તે તીરને, નહિ તો ટીકકે જાય.' ૨૨૨
વાડસમો વેલો વધે, વધે ન નિચ—ઉંચ લેશ;
લાગે બિજ સગ ડીંડવા, રહે ન કાંઈ કચેશ. ૨૨૩
વાંચકનો શોખી ભુલે, ભૂલે જળ તરનાર;
ચોર આઠંગ પાણુ સાંપડે. ગર્વ નહિં મન ધાર. ૨૨૪
'વેઠ પેટની સર્વને,' ઠેઠ સુધીની જાળ;
'નાળ ખર્યો કે રે થયો, શુરૂ પેટનો ખાળ!' ૨૨૫
વેળ જોઈ ડગ વાળવું, એજ ખુબી સાક્ષાત;
જગમાં કારજ જો કરે, 'વખત વિચારી વાત.' ૨૨૬
'વેળ જોઇ વદવું કદી, ખોટું નહિ પડનાર;'
અણુઘટતું બકશો નહિં, થશે હશી કે'નાર. ૨૨૭
'વેશ્યા ઘરે બજારમાં, વકીલ જે દરબાર;
ઘરમાં પકડે વાણિયો,' આવશ્ય એ ગુણ ધાર. ૨૨૮

શરમ—શરમમાં ફેર છે, ભરમ—ભરમમાં ફેર;
કરમ—કરમમાં ફેર છે, ધરમ—ધરમમાં ફેર. ૨૨૯
શીર સલામત હોય તો, શેલાની શી વાર ?
હજાર હિકમતથી મળે, મન ચાહી તેયાર. ૨૩૦
શુરવિર તજે ન શુરપણું, ચોરી તજે ન ચોર;
મયા તજે નહિ માતડી, લક્ષણ એજ અકોર. ૨૩૧
'શેઠ તણાયા કેમ તો, લોભે—લોભે બાપ્પા'
જગત તણી એ રીત છે, લાલચ કો'ની થાય? ૨૩૨
શોભે, ખોલો શોભતું, વગિ સૌમાં વખણાય;
ભલતાં વદિયે વેણ તો, લોક—ફજેતી થાય. ૨૩૩
શેઠ તણા સાળા થવા, નકી સહી હરખાય;
કોઇ ગરીબ જો કે' કદી, જિવડો નિકળી જાય! ૨૩૪
સ્કાત વિના ખુરેખાત તે, ખાય નાતની લાત;
'રડતો જન જે જાય તે, લાવે મૂંવા વાત!' ૨૩૫
સભા તણાં સંગિત સુણો, શોભે સગા સમેજ;
સુખ સકળનાં સમયમાં, કદી ન કોય રડેજ. ૨૩૬
સદ્‌ગુણ શાંખે શ્રી પતી, દુર્ગુણ કદી ન જોય;
'આગણની પૂંજી તણો, વગ દાગણમાં હોય!' ૨૩૭
સૂંગ સેવક દ્રવ્યનો, જર દેખી મલકાય;
ફૂરે દલિદ્ર ધન છતે, મરે ન દમડી ખાય! ૨૩૮
સુખ—દુ:ખ જાણી ભાગ લે, નિત જે નરની નાર;
ગળે લગાડી રાખવી, કરી હિરાનો હાર ! ૨૩૯
'સોની કેરા સોય તો, લુહારનો છે એક;'
કાજ સરે નહિ સો થકી, સરે એકમાં છેક. ૨૪૦
'સોળે આવે શાનડી, વીસે આવે બુધ્ધ;
ત્રીશે થાય જુવાનિયો, ચાળીશે નર શુદ્ધ! ૨૪૧
સૌને ચિંતા નિજ તણી, રહે ફિકર વિણ કોય!
'ભેંશ તણા શિંગડાં જુવો, તેને ભારી હોય!' ૨૪૨
સૌ સરખા નિત હોય તાં, વદન—વદન વિપરીત;
'રાત પછી દિન હોય છે,' એજ જગતની રીત. ૨૪૩
'સંગત જેવાંની ધરો, તેવાં ફળ ત્યાં જોય;'
'કરો દલાલી કોયલા, હાથજ કાળા હોય!' ૨૪૪
હૈયું જ્યાં સાબૂત ત્યાં, કરે ન શત્રૂ કોય;
'દુગે એવ્યાં જળ ઘટે,' પાછાં વધૂ ન હોય! ૨૪

એક તણું પ્રારંભવિન, શોભે નહિ સાક્ષાત;
'પૂત રહ્યો ગા' પેટમાં, ને વિવાહની વાતો' ૨૪૬
કીધાં જે નિજ કૃત્ય તે, પાછાં નહિં વળાય;
'નળિયું છે કે નાક છે?' સામો પુછવા જાય. ૨૪૭
'નવી નિશાળે નો દિવસ,' રહે પાઠપર ધ્યાન;
વહુ વરિ આવે ઘર વિષે, આપે સસરા માન. ૨૪૮
'અંધા તણી છિનાળિગાં, ઘાંચીનો બલ જાય;'
રડે બિચારો રાંડિયો, દાઝીને દુઃખ થાય! ૨૪૯
'અંધા આગળ આરસી, બે'રા આગળ શંખ;'
સાગાં મેલી સર કુટે, આંખે ગારે ઝંખ! ૨૫૦
'અંધારૂં દીવા તળે, સદા જુવો તો હોય;
રાજા ઘર ખાતર પડે, ચોર ધરે નહિ કોય. ૨૫૧
મોટા-મોટા ગાનવાં, અતિ સુખ શોધે જેગ;
નાના—નાના નીબળો, અતિ દુઃખ દેખે તેગ! ૨૫૨
કાળી સ્ત્રી કપટી નહિં ગોરી નહિ ગુણવાન;
ગુણ જેવા જેનાં જગે, તેવી તે મુલવાન. ૨૫૩
કોઇ કરે તો નાં બને, મુજ દીન થકી બનાઉં;
'મને ન ગારે કોઇ તો, જગને ગારી આઉં!' ૨૫૪
ખરી સતી તે જાણવી, જે રક્ષહે નિજ લાજ;
પ્રાણ થકી પ્યારી ગણી, ધરે ધર્મની દાઝ. ૨૫૫
'કંચાયા સારા સુણો, વંચાયા નહિ શુભ;'
દશ દિન મેહ વર્ષે ભલો, ચઢે કદી નવ મૂંભ. ૨૫૬
ખૂટે જ્યાં સૌ ખાળ ત્યાં, રટી કરગને રોય;
'દરાખ ખાટી' થાય છે, ઉપાય નહિ જ્યાં હોય! ૨૫૭
ખોટો આ સંસાર છે, ખોટી સૌની રીત;
ખોટાં સૌ ઘરબાર છે, બાંધ પ્રભૂ સંગ પ્રીત. ૨૫૮
'ગરજ ગિચારી બાપડી,' કે'વત લોક પ્રસિધ;
દુષ્ટ પ્રસંગજ ગર્જનો, થાય પ્રત્યક્ષે શિધ. ૨૫૯
ગરજે ગાએ ગીતડાં, ઘરડો બાળક પાસ;
શીશ મુકે તે પાંયપર, એવો ગરજુ ફાંસ. ૨૬૦
ગુલછડી-ગુલ મોઘરો, ચંપા-કળી ગુલાબ;
રોપી થૂવર રાખશો, આશા તો તે ખાબ! ૨૬૧
ગુણ ગિત આજ ગવાય છે, નાગ કરે નહિ કાગ;
વધ્યો કથી કવિતા જુઓ, આજે દલપતરામ. ૨૬૨

ઘટતું જાણિયે સર્વદા, તો શોભે ઉપચાર;
'માગ ગહીં આ જેટલી, તે નહિ નિજની નાર'! ૨૬૩
ચસણું, ચુગલ ને ચાંચિયા, ચિત્તા, ચોર, ચગાર;
એને દૂરથી દેખિયે, નહિંકર મારે ઠાર. ૨૬૪
'ચડે દિવસ તો ઢેડનાં, પણ પગ રાતા હોય';
ખોળીમાં રિંગણું રહે, 'રિંગણે ઘર નહિ જોય'. ૨૬૫
'ચાળું થાતું હોત તો, કોઇ ભજત નહિ ઇશ';
કરમાં કૂંચી હોય તો, ધડપર રહે ન શીશ. ૨૬૬
ચાંદ કહે જો સૂર્યને, પાસ વજિર, મા'રાજ;
શિર નાગી કેવું પડે, "ખરૂં કહ્યું શિરતાજ!" • ૨૬૭
જૂદા-જૂદા પંથમાં, માન અહે સૌ કોય;
'સમપણુમાં છે સાંકડો, ભોજન ભાડું હોય!' ૨૬૮
એક તણા આધાર પર, બીજે નહિં ચલાય;
દાંત દુઃખે તે કારણે, ભોજન નહિં તજાય. ૨૬૯
'જે જન બેશી છાંયમાં, કરે સુખથી કાજ;
તેને તડકા-દુઃખની, કદી ન આવે દાજ'. ૨૭૦
'જેવું મનને વાળિયે, તેવું વળશે તેહ';
થાશે તેવું મન સુણો, વસશે મનમાં જેહ. ૨૭૧
જેશૂનાના રાજમાં, નિત્યજ અવળો ન્યાય;
પેમલા ત્યાં શું કરે? 'ખોદે તેવું ખાય!' ૨૭૨
જેવાનું તેવું થશે, ખરો વાઘ તે વાઘ;
'પીછાં ખોશી મોરનાં, છૂપે કદી ન કાગ'. ૨૭૩
જેનું સૃજ્યું તે કરે, સમજણ જેમાં ખાસ;
'દૂધનો પીનારો જુઓ, શકે ગળી નહિ છાશ!' ૨૭૪
જેવા તેવાને સદે, સદે ન કાપો કાન;
'હાસ્થી દરબારે દિપે,' દિપશે દલિદ્ર ઠાન? ૨૭૫
જેની જાણ ન હોય ત્યાં, નહિ કહિયે "છે જાણ;"

---

• આ દુહો તાબેદારીની ઉપમા દર્શાવે છે, તાબેદારી કેવી કનિષ્ટ ગતિ કરાવે છે તેનો એ એક પ્રબળ પૂરાવો છે; જો એક રાજા સૂર્ય ભણી આંગળી બતાવી પોતાના દિવાનને કહેશે કે "આ સૂર્ય નહિં પણ ચાંદો છે, તો પરતંત્ર દિવાનને "ખરૂં કહ્યું શિરતાજ!" નો જવાબ આપવોજ પડવાનો!! ભૂંડા પેટની આ સર્વ કળજુગી-દયાઓ છે.

રચનાર.

'દક્ષિણથી ઉત્તર ફરો, લક્ષણ ભવે ન લેશ.' ૨૯૩
'લગ્ન તણાં સંગિત સુણો, શોભે લગ્ન સમેજ;'
જીવ કાઢી કટ કાઢશો, પાડ—ખાડ લાક હશેજા! ૨૯૪
'તાડ તણા અહલાનને, ટેકા ક્યાં તક દેન;'
'રડે પાણુ શાહ રહે' કરે ગાજું શું કેમ! ૨૯૫
'પોતાની માને કદી, કહે ન ડાકણ કોય;'
રહે બાકી તે ડાકણો, ભાંગ—ભભાગ નહિ જોયા! ૨૯૬
'વાડરમો વેલો વધે,' વધે ન ઉંચ—નિચ ક્લેશ;
લાગે નિજર સગ ડીંકતાં, રહે ન કાંઇ કચેશ. ૨૯૭
અકકલ મળે બજારમાં, (તો) કોઈ રહે નવ મૂર્ખ;
ધિક—ધિકતા અંગારમાં, પણ પડી થાશે સૂર્ખો! ૨૯૮
'પગ દેખી ડગ મેળવું,' ખરૂં મહત્વજ તેહ;
તિક્ષણ બુદ્ધિ તે તણી, દેખી બળે ન જેહ. ૨૯૯
મા'ને પૂછે દીકરો, 'ગઓ બાવા કે બાઇ?'
સિદ્ધ વદયું'માં' મૂખ, 'તું, ઘડે અને ઓઁ કસાઇ!' ૩૦૦
કરવું ગનગી આપણાં, એમાં ફળ શુભ થાય;
મમ્મતમાં મરવું નહિં, દુઃખ સામું નિજ ધાય. ૩૦૧
જાગે તે જીતે સદા, ઊંઘે હારી જાય;
હર્ષે રહે "દિલજાન" તે, કરતાં કષ્ટ કમાય. ૩૦૨



## જરા આ ભણી જોશો?

આ "**દાદી દાહરા સંગ્રહ**"ની માલેકી તેના ખુદ રચનાર (**દા. એ. તારાપોરવાળા,**) **પોતે** ધરાવે છે, માટે તેમની રજાવિના કોઇએ પણ એનો થોડો કે ઘણો ભાગ આપ મરજીથી છાપવો—છપાવવો નહિં. અગર પરવાનગી વિના કોઇપણ સખસ અથવા સખસો આ કામ કરશે, તેમને કાયદાની સત્તાથી પૂછી શકવાનો મી. તારાપોરવાળાને સઘળો હક છે.

**જેહાંગીર કુંવરજી પ્રધાનના**

માલિક અને સબ-એડિટર, "આનંદી".

## અર્પણ.

જેઓ મારા જાહેર અદનાં લખાણ—શોખને વખાણી મને ઘટિત ઉત્તેજન આપતા આવ્યા છે તથા જેઓ મારી કદર બૂજવામાં સદા ઉમંગી અને તત્પર હોય છે, તેવા મેહેરબાન મિત્રો, માયાળુ મુરબ્બીઓ અને શુભ હિત્તેચ્છુ સલ્લાહકારોને આ લઘુ પુસ્તક મારા "**દિલજાન**" માનપૂર્વક અર્પણ કરવાની રજા ચાહું છું.

**દા. એ. તારાપોરવાળા.**

## આનંદી.

**જો** આપ એકાદ ચોપાન્યું ખરીદવાની ઈચ્છા રાખતા હોતો પ્રથમ "**આનંદી**" ની એક પણ પ્રત મંગાવીને જરૂરજ જોજો. કારણ **આનંદી** પ્રાપ્ત કરાવવામાં આ એક **અચ્છું** સાધણુ છે. ૮.

## રમૂજ—માળા.

( અથવા રડતા હાસોને હસાવનારૂં ઔષધ ).

**આ** નામની એક દલદાર ચોપડી અમો તરફથી ચોક્કસ **અહાક** થએ બાહાર **પડશે.** આગમજથી નોંધાયલાં મુબારક નામોવાળાઓ પાસે ટપ સીકકે ફકત રૂ. **૦ા—** લેવામાં આવશે એટલુંજ નહીં પરંતુ તેમનાં નામો તેમાં દાખલ રાખવામાં **છપાશે**·

**હજારો નકલો માહેથી ગણત્રીનીજ સીલ્લકમાં છે. નેકનામદાર સ્વર્ગવાસી લેડી સાંકરબાઇ દીનશાહજી પીટીટ**ની મનહર છબી કે જે ૩૦)=॥ આવ્યાથી મોકલાવવામાં આવશે. જેઓ પોતાના દિવાનખાનાને, અથવા તો પ્રાઈવેટ રૂમને દિપાવવાની ઈચ્છા રાખતા હોય તેમણે અમો આ છબી માટે ખાસ ભલામણ કરીશું. **જલદી—જલદી—અને—જલદી મંગાવો.**

**જેહાંગીર કુંવરજી પ્રધાનના.**

માલિક અને સબ—એડિટર આનંદી ઑફિસ **તારાપુર**

વાયા બાઇસર.